ॐ તત્સત્ પરમાત્મને નમઃ

# શ્રી પરમાનંદ ભજન સંગ્રહ

## ભાગ-૧ લો

(સુધારા વધારા સાથે)

લેખક અને પ્રકાશક:
ચીમનલાલ સોમાભાઈ પંડયા
(સંગીત માસ્તર) નડીઆદ.



વત ૧૯૯૭ તા. ૨૧-૫-૧૯૪૧

ન્યોચ્છાવર મૂલ્ય: ૦-૪-૦

## શ્રી હરિના શુભ કાર્યમાં ઉત્તેજનાર્થે મદદ આપનાર સદ્‌ગૃહસ્થોનાં નામ

**રૂ. ૧૫ આપનાર**

૧ રા. રા. ચંદુલાલ ત્રિભોવનદાસ પરીખ નડીઆદ.

**રૂ. ૫ આપનાર**

૧ એક સદ્‌ગૃહસ્થ તરફથી ,,
૨ રા. રા. મહાશંકર રવિશંકર ઢગટ ,,
૩ શ્રીના ભકત તરફથી ,,

**રૂ. ૨) આપનાર**

૧ રા. રા. હરિભાઇ મરઘાભાઇ દેસાઈ ,,
૨ રા. રા. શેઠ મોતિલાલ મુળજીભાઈ ,,
૩ રા. રા. શેઠ મોહનલાલ ભુરાભાઈ ,,
૪ રા. રા. રસિકલાલ મોતિલાલ જયસ્વાલ ,,
૫ રા. રા. જે. એન. શેઠના ,,
૬ રા. રા. મણિલાલ શામળદાસ શાહ ,,
૭ રા. રા. જીવનલાલ છોટાલાલ પરીખ ,,
૮ રા. રા. માણેકલાલ ચુનિલાલ પરીખ ,,
૯ રા. રા. ગોરધનદાસ ચુનિલાલ શાહ ,,
૧૦ રા. રા. રણછોડલાલ બાપુજી પરીખ ,,
૧૧ રા. રા. દેવપ્રસાદ મોતિલાલ જયસ્વાલ ,,

(વધુ માટે ટાઇટલ પેજ ૩ જુઓ)

॥ ॐ પરમાત્મને નમઃ ॥

# શ્રી પરમાનંદ ભજન સંગ્રહ

## ભાગ-૧ લો

સુધારા વધારા સાથે

સુવિચાર સાથે


લેખક ને પ્રકાશક:

**ચીમનલાલ સોમાભાઇ પંડયા.**

(સંગીત માસ્તર)

લલ્લુજોશીની પોળ-નડીઆદ.



વૈશાખ માસ　　　　આવૃતિ બીજી

: સંવત ૧૯૯૭　　　　પ્રત-૧૦૦૦

મુદ્રક:
કેશવલાલ ભવાનીશંકર
પંડયા.

મુદ્રણસ્થાન:
શ્રી શકિત મુદ્રણાલય,
સ્ટેશનરોડ-નડીઆદ.

ન્યોચ્છાવર મૂલ્ય: ૦-૪-૦

# નમ્ર વિજ્ઞપ્તિ

**શ્રી હરિના પ્રેમી ભક્તો તથા અન્ય સંગીતના સુજ્ઞ શોખીન જનો.**

શ્રી હરિની કૃપાથી ભજન સંગ્રહનો પહેલો ભાગ સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. પહેલી આવૃત્તિ રા. રા. જે. એન. શેઠના તરફથી બહાર પડી હતી. સદરહુ પુસ્તકમાં પ્રચલીત રાગો છે. જેમાં ધાર્મિક, નૈતિક, સામાજીક, પ્રેમ, કરૂણ રસનાં કવનો છે. વળી ઘણાં ખરાં કવનો માસિકમાં તેમજ ગ્રંથ-માળામાં પ્રકાશન થયાં છે.

ધર્મ પ્રેમી બંધુઓ-પ્રભુએ જેવી પ્રેરણા કરી તેવી અલ્પ બુદ્ધિથી ગુણગાન ગાયાં છે. માટે તેમાં કોઇ પણ જાતની ઉણપ જણાય તો એક હંસ સમી દૃષ્ટિ નિહાળી મને ક્ષમા કરશો.

આ કલિયુગમાં અસાર માયામાં રચીપચી રહેલા માનવો સારાસારનો વિચાર કરી કંઇ સાર ગ્રહણ કરે, તો પોતાનું જીવન ઉજ્જવલ કરી શકે, તે હેતુથી આ લઘુ પુસ્તક બહાર પડ્યું છે.

કર્તાની અભિલાષા નિઃસ્વાર્થપણે ધર્મ સેવા કરવાની છે. કમાવાની દૃષ્ટિ બીલકુલ નથી, જેથી કરી કિંમત ન્યોચ્છાવર રાખેલી છે. સદરહુ પુસ્તકની ઉપજેલી કિંમતમાંથી છપામણી કિંમત બાદ જતાં, બાકીની રકમ શુભ કાર્યમાં વાપરવાની છે.

ધર્મ પ્રત્યે અત્યંત પ્રેમ લાગણી દર્શાવનાર શ્રીમાન્ મહાશય ચંદુલાલ ત્રિભોવનદાસ પરીખ અને પૂ. ગુરૂ શ્રી રણછોડલાલ બાપુજી પરીખ આ બન્ને સદ્‌ગૃહસ્થોએ એકંદર રીતે સારો સહકાર આપ્યો છે. જેથી કરી તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. વળી અન્ય ભાવિક ભકતોએ પણ શુભેચ્છા દર્શાવી જે પ્રેમ ભરી સખાવત કરી આપી છે, તે માટે હું તેમનો આભાર માનું છું. તેઓશ્રીની અર્પણ પત્રિકા તથા મુબારકનામ સદર પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. આવો ઉત્સાહ શુભ કાર્યમાં રાખશો. પ્રભુ તેઓ સર્વનું કલ્યાણ કરે, એવી મારી નમ્ર વિનંતિ છે.

વૈશાખ વદી ૧૧ સં. ૧૯૯૭

લી. સેવાભિલાષી,
**ચીમનલાલ સોમાભાઈ પંડયા**



# અનુક્રમણિકા

# -:- અર્પણ-પત્રિકા -:-

શ્રીમાન મહાશય ભગવદ્ પ્રેમી

રા. રા. ચંદુલાલ ત્રિભોવનદાસ પરીખ-નડીઆદ.

તથા અન્ય ધર્મપ્રેમી જનો

આપની સદ્ધર્મ પ્રત્યેની સદ્ભાવના અને મુમુક્ષતા
જોઈ, આ લઘુ પુસ્તક શ્રી પરમાનંદ ભજન સંગ્રહ
આપને અર્પણ કરૂં છું. આ જ્ઞાન યજ્ઞમાં
જે આર્થિક સહાયતા આપી છે, તેને
માટે હું સર્વનો આભાર માનું
છું. આપનું સમસ્ત કુટુંબ
સર્વદા સુખી રહે,
એવી પ્રભુ પ્રત્યે
મારી નમ્ર
પ્રાર્થના
છે.

કર્તાઃ-

## —+— આભાર-દર્શન —+—

પ. પૂ. ગુરુ શ્રી રણછોડલાલ બાપુજી પરીખ
(ઓનરરી માસ્તર સા-દે-નામા વર્ગ)
નડીઆદ.

સદરહુ પુસ્તક પ્રકાશન કરવા ધર્મ પ્રત્યે પ્રેમભરી લાગણી નિસ્વાર્થ પણે દર્શાવી, જે ધર્મપ્રેમી બાઇઓનો મેળાપ કરી આપી, મને જે સાથ આપ્યો છે. તેને માટે આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. પ્રભુ આવાં શુભ કાર્ય કરવા આપને દીર્ઘાયુષી બક્ષી સુખી રાખો.

કર્તાઃ-

ॐ પરમાત્મને નમઃ

# શ્રી પરમાનંદ ભજન સંગ્રહ

## ભાગ ૧ લો

(સુધારા વધારા સાથે)

:: સ્તવન ::

(રાગ ભીમપલાસ–ત્રિતાલ)

જય જય હે જગદંબા માત્.
નિવાસ સહ ધર્મારણ્યં,
ત્રય ભુવન ગજામ્....જય જય૦
દિવ્ય જ્યોત્સા ભૂમંડલે,
ધાર અનંત [1]ભ્રાજમ્....જય જય૦
રૂપ [2]મહાજવ પુણ્ય પુંજે,
[3]સ્ફુહિતા તિ મુકતામ્....જય જય૦
પુણ્યતરંચ શકિત શૈલે,
દિશાચારી ચતુર્થામ્....જય જય૦

---

૧ ભ્રાજમ્–પ્રકાશ, ૨ મહાજવ–મોટા વેગવાળુ, ૩ સ્ફુહિતા તિ મુકતામ્–ખીલેલું અતિ મુકતાફળ.

૪નિશ્રેયસ　૫વિક્રાંત　૬ભૃશ,
　　　　દયાળુત્વ　આશામ્....જય જય૦
ભયભીત હરણું જનની શરણ્યે,
　　　　રક્ષત નિજ ભકતામ્....જય જય૦
વરદે સચ્ચિત સુખ વિરતમ્,
　　　　રદ પાતુક જનતામ્....જય જય૦
સર્વ ૭શુષ્મિણુ શ્રી જગદંબા,
　　　　જુગજુગ કેરી મંમામ્....જય જય૦



## કીર્તન ૨ ચાર ચટકા

### શેર

ચાર દિનનો પંખી મેળો, ઉડશે એક ટાઈમે;
કોઇ આજ યા કોઈ કાલ પણુ, પહોંચી વળશે કરમે.　૧
કાચી કાયા માટીની, માટીનો સંસાર છે;
અરે ધન ખજાના માટીના, બધું માટીમાં મળનાર છે.　૨
　　　　ચાર ચટકા૦

(રાગ—ગઝલ)

ચાર ચટકા આબાદીના,
કામ કરે બરબાદીના.
રંગ લગાવે આબાદીના,
કામ કરે બરબાદીના.

૪ નિશ્રેયસ-વખાણવું, ૫ વિક્રાંત-શૌર્યવાન, ૬ ભૃશ-ઘણું,
૭ શુષ્મિણુ-શકિતમાન

ગણુના કરે સંસારની, પણ તે મુસાફરખાનું છે;
સ્નેહી સબંધી છૈયાં છોરૂં, સુખ એ ચટકાનું છે. ૩
મહેમાનીઓ ઘર આંગણે, લેખાય બે ચાર દિનના;
તેમજ આપણુ સહુએ, મહેમાન થોડા દિનના. ૪
ચાર ચટકા૦

કિંમત બરાબર આંકશો, તો સહેલ સપાટા પળના;
ઉલ્લેખ તેના સ્પષ્ટ છે, વિચાર પછી શા કામના. ૫
શ્વાસોચ્છવાસ ચાલે તહાં, કર લેજે સુખધામ;
બુલબુલ જ્યાં ઉડી ગયે, બોલાવે લોકો ભાઈરામ. ૬
ચાર ચટકા૦



## કીર્તન-૩ મધુરબંસી

(રાગ-ગઝલ-આવાં શું કહી ગયા છો.)

સુંદર શ્યામ આવીને, બંસી મધુર સુણા....વો,
ઝંખના હવે તો થાએ, અંતર મારૂં રીઝા....વો...૧
વ્હાલી વ્હાલી લાગીએ, સુંદર રીતે સજાઉં;
લ્હેરો મીઠી ભરેલી, સૂરની ધ્વની ગજા....વો....૨
ઉભો ઉભો રહીને, આવ્યાની રાહ ન્હાઉં;
રહેવાય ના ઘડી પણ, રંગ રાહ કૈં જમા....વો....૩
ઝટપટ ચિત્ત પરોવે, તે જોઇ હું હરખાઉં;
અજાયબી બંસીની, આનંદરસ રેલા....વો....૪



## કીર્તન-૪ સન્માન

(રાગ-બિલાવલ-પધારો પ્રેમ ધરી મહારાજ)

પધાર્યા જીવનના મહારાજ, પધાર્યા આ....આ....જે,
કર્યાં આંગણીઆં પાવન આજ, પધાર્યા આ....આ....જે.
કરૂં હું અવરનવર સન્માન હેતે ધરજો,
જણાયે ખામી જો કંઈએ તે દૂર કરજો.
અરપી પ્રેમીને પ્રેમાંશ પધાર્યા આ....આ....જે.
જીવનની ઝરમર ઝરમર ભાવ વરસાવી દીધા,
બળતા અંતરના એ જ્વાલ ઠારી દીધા.
કહો શાં ! શાં ! કરૂં સન્માન, પધાર્યા આ....આ....જે.
અમારી અંતિમ એકજ આશ પૂરણ કીધી,
દીલમાં ધારી દીનની વાત ધ્યાને લીધી.
અરજી સુણી દયાળુ નાથ પધાર્યા આ....આ....જે.



## કીર્તન-૫ સુવિચાર

(રાગ-દોહરા)

મનને રાખે વશ જો, પામે નવીન સુખ;
વહેતું તેને રાખતાં, થાયે પરમ દુઃખ. ૧
રામ નામની ઔષધી, જગમાં શ્રેષ્ઠ ગણાય;
ફાકી હરદમ ફાકતાં, રોગ બધો હણાય. ૨
આ મ્હારૂં કૈં ત્હારૂં, એ બે છોડ અહંકાર;
નહિતર એક પલકમાં, ટાળે મદ કિરતાર. ૩

ઘેલો બને જે ઇશમાં, ભકત ખરો કહેવાય;
મોહ તજી મોહન ધરે, બ્રહ્મ સ્વરૂપ સરજાય. ૪

## કીર્તન-૬ અકળિત માયા

(રાગ-આશાવરી) એકજ દે ચિનગારી.

અકળિત માયા ભારી, પ્રભુજી અકળિત માયા ભારી. ટેક૦
છૈયાં છોરૂમાં કોઇ મોહે, કોઈ મોહે નરનારી;
ગાનતાનમાં કોઈ મોહે, મોહે કોઇ રૂપધારી. પ્ર૦
રાજપાટમાં કોઈ મોહે, મોહે કોઇ વૈરાગન્યારી;
દરબાર કાજમાં કોઇ મોહે, મોહે કોઈ કારભારી. પ્ર૦
કોઇ મોહે સત્તાદિકમાં, વિદ્યા મોહે કોઈ સારી;
ધન ધાન્યમાં કોઇ મોહે, મોહે કોઈ ધંધા વેપારી. પ્ર૦
ખેલ ખેલન નૌતમ નગરમાં, ખેલે શું ! સંસારી;
કોઇ હસે કૈં કોઇ રડે કૈં, માયા એ તમ મોરારી. પ્ર૦

## કીર્તન-૭ નાથ નિરંજન

(રાગ-કલ્યાણ)

નાથ નિરંજનને સદા, વંદન હજારો વાર હો. ટેક૦
દિલના વાસી તમે, દયાળુના દાન છો;
દીનના બેલી સદા, પાલનકર્તા આપ છો....૧
જળ સ્થળ ને વાયુ મહીં, સર્વત્ર ઠામ દીસી રહો,
જ્યાં ત્યાં જગતમાં આપશ્રી, નિરાકારમાં ઝુકી રહો....૨

## કીર્તન-૮ મોટા ઉપકાર

(રાગ-તેડું થયું કીરતારનું-ગઝલ)

ઇશ્વરે અર્પ્યું છતાં, ઉપકારો તોયે ના થયા;
સાન આપી પણ છતાં ઉપકારો તોયે ના થયા. ૧
ભોગો ભોગવી રંકના, ધનવાન છેવટે થયા;
લક્ષ્મી વરી ચૂકી છતાં, ઉપકારો તોયે ના થયા. ૨
ભણ્યા ગણ્યા મહા મે'નતે, વિદ્વાન બહુ મોટા થયા;
સરસ્વસ્તી મોઢે છતાં, ઉપકારો તોયે ના થયા. ૩
આમ તેમ બેસી ફરતા ફરતા, સત્તાના સ્વામી થયા;
હુકમત મળી મોટી છતાં, ઉપકારો તોયે ના થયા. ૪
લક્ષચોરાશીમાં ભમી, જીંદગી તણા સાથી થયા;
કાયા આવી અમૂલ છતાં, ઉપકારો તોયે ના થયા. ૫



## કીર્તન-૯ અંબાનું વધામણું

(રાગ-મથુરામાં ખેલ ખેલી આવ્યા)

ધન્ય ચોઘડીયાં આજ, ઓ બ્હેન અંબાને વધાવીએ;
વરસાવીએ રસમાળ, ઓ બ્હેન અંબાને વધાવીએ.
પાત્રમાં મૂકો અબીલ કેસર, ગુલાલ કુમકુમ અક્ષત અંબર;
ધૂપ દીપ નૈવેદ્ય રસાળ, ઓ બ્હેન અંબાને વધાવીએ.
અર્ગજા અંબર સુગંધીવાળાં, પુષ્પ રંગેરી સુગંધીવાળાં;
મ્હેકી ખીલે દિલબહાર, ઓ બ્હેન અંબાને વધાવીએ.

પૂજાપાનો થાળ લઇ ચાલીયાં, દ્વારે અમારાં નસીબ ખોલીયાં;
નિહાળ્યું રૂપ અથાગ, ઓ બ્હેન અંબાને વધાવીએ.
વર્ણન મંગલ કરૂં ટુંકાથી, સૂણજો બ્હેનો ધ્યાન ધીરાથી;
લ્હાવો પાવનનો આજ; ઓ બ્હેન અંબાને વધાવીએ.
માજીએ સ્વારી ધરી વાઘ ઉપર, અષ્ટભૂજાઓ ખીલી છે સુંદર;
પકડયાં છે વિધવિધ સાજ, ઓ બ્હેન અંબાને વધાવીએ.
એરીંગ બુટ્ટી કાને પહેરી, હીરાની ચુની નાકે પહેરી;
કંઠે લહે મોતી માળ, ઓ બ્હેન અંબાને વધાવીએ.
રત્નજડીત બંગડી કરમાં, પાન ભાતનાં સાંકળાં પાયમાં;
લચકે ગજરા ફૂલહાર, ઓ બ્હેન અંબાને વધાવીએ.
સાડી કસુંબી સોના ભરતની, ટપકીઓ મહીં અવરનવરની;
લળક લળક લળકાય, ઓ બ્હેન અંબાને વધાવીએ.
શણગારએવાસોળેસજીઆ, રોશની અખંડ થઈ મંદિર માળીઆં;
તેજ તેજના અંબાર, ઓ બ્હેન અંબાને વધાવીએ.
પૂજા કરીને સ્નેહે વધાવ્યાં, આશાનાં કીર્ણ પૂરાં કરાવ્યાં;
જય જય હો અંબે માત, ઓ બ્હેન અંબાને વધાવીએ.

## કીર્ણ-૧૦ સુવિચાર

(રાગ-દોહરા)

મન રૂપી એક ખીલડો, જગ ઇશ બે હાથી;
એ પરસ્પર વિરોધીઓ, બંધાય કેમ સાથી. ૧

જગમાં આળસુ માનવી, એ બારે ના થાય;
પ્રાપ્તિ પછી શ્રી હરિની, કયાંથી તેને થાય. ૨

કાઢે મદ મત્સરને, પ્રેરે સત તપ શૌચ;
હડહડતા ભવરણમાં, સર્વે જાએ આંચ. ૩
મંત્ર જપાદિક રામનો, પ્રેરે દિવ્ય સંદેશ;
પ્રસરી હૃદયમાં જતાં, કાઢે ખોટા અંદેશ. ૪

(ધુન)

જય શ્રી રામ જય શ્રી રામ, રામ રામ જય શ્રી રામ;
જય શ્રી કૃષ્ણુ જય શ્રી કૃષ્ણુ, કૃષ્ણુ કૃષ્ણુ જય શ્રી કૃષ્ણુ.



## કીર્ણ-૧૧ અલૌકિક ટ્રેન

(રાગ-હરિગીત)

ટ્રેન સમી કાયા ઘડી, ગાર્ડ બન્યા જ્યાં જીવરાજ;
ડ્રાઇવરનું પદ મનડે લીધું, ટિકિટચેકર ધર્મરાજ. ૧
પાટાની જોડી એ રચી, એક શુભ ને બીજી અશુભ;
એવા મારગડા કલીઅર, ખુલ્લા કર્યા અતિ સુલભ. ૨
કોલસા પાણી વતી, ભર્યાં પાણી કાં અનાજ;
યંત્રો બનાવ્યાં રગોનાં, વિસલ છોડે એ સુકાજ. ૩
સૂર્ય ચંદ્ર તરલા, દૂરબીન ગગને જડીઆં;
ટાંકી છે કુવા સરિતા, [1]અંબુધી મોટાં ભરીઆં. ૪
અકસ્માત થતો અટકાવવા, ચેઇન એમાં લટકી;
પાતક તેને ઉગારવા, રશ્મિ ધર્મની ઝળકી. ૫

---

૧ અંબુધી-સમુદ્ર.

ટ્રેનના વહેવાર માટે, માનવી જેમ રોકીઆ,
જીવન તેમ નિભાવવા, બાર સ્વારો મૂકીઆ. ૬
ટ્રેન પહોંચે સ્ટેશને કે, ચઢ ઉતર પેસેન્જરો કરે;
ત્યારે જીવડા હરદમ, ખોળીઆં બદલ્યા કરે. ૭
ટિકિટ લઇ કર્માનુસાર, પોઢી બેસે જીવરાજ;
પરલોક સ્ટેશન આવતાં, ઉતરે એ શિરતાજ. ૮
અહા ! અલૌકિક રચના, શી રચાવી પ્રભુએ;
એવા તો શ્રી નાથને, વંદન લાખો કરીએ. ૯

## કીર્ણ-૧૨ અખંડ દિવડા

(રાગ—યમન કલ્યાણ-ત્રિતાલ)

દિવડા અખંડિત ઝળહળતા,
એ ઝળહળતા કૈં રસ ભરતા.
અહો ! દીસી રહી શું નવીનતા,
ઠેર ઠેર શમી છે રંગીનતા....૧

તરકીબ રચી મંડાયો જંગ,
જામી ગયો હવે જુદો રંગ.
રંગ મહીં એકલ છે સંગ,
સંસર્ગ થવાના આ છે ઢંગ....૨

મંદ મંદ સમીર ત્યાં વાયા કરે,
નવપલ્લવ જ્યોતતણાં ધરે.
ડગમગ ડોલે ને ફુલ્યા કરે,
ઉષાજ સમી સુચારી ખરે....૩

ચપ્પણુ ચૂપ બેસે પંકિતમાં,
રસપાન કરે છે શકિતમાં.
બસ કાજ પતાવે મુકિતમાં,
મોદ છવાઇ જુકિતમાં....૪

થઇ ઝંખના રસતણી ભારી,
નિમિષે નિમિષે સૂણે સારી,
ઝબ મીંટ માંડે ધારે ધારી,
અહો ! સ્વસ્થ તૃષા અવિધ્ને ઠારી....૫

ગાથા અનંતા રમણે ચઢી,
નવ નળ રસમય વાને જડી.
શાંત સમાધે અજબ ખડી,
શું ! મોદ લેવા શું ! કરે તડી....૬

જાણે દીપ દૈવીના સંગમ,
જાણે શું ! દૈવીતણી રંગમ.
જોતાંજ ભાન ભૂલે અંગમ,
છે એજ દિપોત્સવના જંગમ....૭



## કીર્ણ-૧૩ પ્રેમી રખવાળ

(રાગ-ચાબખો)

વિભુજી પ્રેમીના છે રખવાળ, જગમાં ફરી રહે ભાઈ.
દિવાલ દિલમાં સાચી પ્રગટતાં, દુઃખ જશે કરમાઇ;
મોહ છોડીને મોહ ન રાખે, પામે સુંદર સુખદાઇ. ૧

સંતના મોરચા માંડયા નરસિંહે, શું લોકે પજવણી મચવાઇ,
પરવા તેની તોયે લેશ ન રાખી, ત્યારે હુંડી ભારે શિકરાઇ. ૨
મીરાં પર રાણે કોપાય થાતાં, મોકલાવ્યું વિષ પાન;
ગીરધર નામ દઈ જેવું આરોગ્યું, કે તુર્ત લાગ્યું સુધાપાન. ૩
બોડાણાશ્રીને બેલમાં લાવતાં, સંકટ કપરાં સાંપડયાં;
છતાં પ્યારામાં પ્યારૂં તે ગણીઉં, તો વા'લે પૂછડાં મરડયાં. ૪
ભકતજનોની રક્ષાને કાજે, સહાય કરે ભગવાન;
પછી રહે ના દુઃખ જગમાં, સાધો સાચો ભગવાન. ૫



## કીર્તન-૧૪

(રાગ-ભૂપાલી-ત્રિતાલ)

જય હો જય હો શકિતને.
પાઠ પઢાવે કૈં ધરમના,
બોધ દીએ શું અવરનવરના.
પીરસે બીજા રસ નવીનના,
જય હો જય હો શકિતને........૧

યોગ શિખાવે કર્મયોગના,
માર્ગ બતાવે ભકિતયોગના.
યજ્ઞ કરાવે જ્ઞાનયોગના,
જય હો જય હો શકિતને........૩

ભાવ જગાડે આધ્યાત્મિકના,
સાર દેખાડે સામાજીકના.

આદર્શ લગાવે એ નૈતિકના,
જય હો જય હો શકિતને........૩

કળીઓ ખીલાવે જીવનની,
જ્યોત જગાવે એ અંતરની.
જંજીર તોડાવે એ બંધનની,
જય હો જય હો શકિતને........૪

પાતકનો અંધાર હલાવે,
કિરણુ પૂણ્ય તણાં ફેલાવે.
દિવ્ય ઉષા સુચારી પ્રસાવે,
જય હો જય હો શકિતને........૫

રસ મધુરાં શું ! પાવે,
રેલાતાં રગ રગમાં જાવે.
ચેતન ઉરમાં નવ નવ લાવે,
જય હો જય હો શકિતને........૬

## કીર્તન-૧૫ સુવિચાર

(રાગ—દોહરા)

ભકિત કર નિસ્વાર્થથી, નહિ આશા રાખીશ કાંઈ;
જોઈ લે પછી વાંચ્છિતા, ફળ કેવાં ફળે છે ભાઈ. ૧
મારગ હજી બહુ દૂર છે, ભકિત ભાથું ભર,
અધવચ ચાલી ખૂટતાં, ખવડાવે કોણ ભાર. ૨

જાણુ તંબુરો તનને, મંજીરા મનને જાણુ;
તાલો બન્ને એક કર, સૂર મઝાના માણુ. ૩
મારગ સહેલા ભકિતના, અઘરા નથી તલભાર;
કાર્ય કરે મન મારીને, તો સહેલી મારા યાર. ૪



## કીર્તન-૧૬ લાખો પ્રણામ

(રાગ–મિશ્રમાંડ) મેરે શિવશંકર મતવાલે

બંસી બજાને વાલે, કીષ્ણા લાખો પ્રણામ.
મોર મુગટ કયા શીર પર છાજે,
રત્ન મણિમય કુંડલ છાજે.
ગોકુળમેં રહેને વાલે, કીષ્ણા લાખો પ્રણામ.
માળ મોતીની કંઠે ધારી,
ગજરા ફૂલો સાથે ભારી.
મથુરામેં રહેને વાલે, કીષ્ણા લાખો પ્રણામ.
ચક્ર સુદર્શન અદ્‌ભૂત ધારી,
બંસી મનોહર કરમાં ધારી.
આલમમેં રહેને વાલે, કીષ્ણા લાખો પ્રણામ.
પિતાંબર કેસરીયું સોહે,
સોળે સાજો અંગપે સોહે.
ત્રિલોકમેં રહેને વાલે, કીષ્ણા લાખો પ્રણામ.



## કીર્ણ-૧૭ ધરમ

(રાગ-ગઝલ)

જીવનમેં એક કરના, ધરમ ધરમ ધરમ;
બાત દુસરી છોડ દે, ભરમ ભરમ ભરમ.
લક્ષચોરાશી ફીર કર, માનવ કા મીલા જોબન;
હરિનામ જબ ના લીયા, શરમ શરમ શરમ.
આયા હૈ દેહ મોંઘા, મત જાને દેવે સોંઘા;
એ બાત અચ્છી શીખના, મરમ મરમ મરમ.
કલ્યાણ હૈ જીંદામેં, દુસરે નહિ જીંદામેં;
કરના હોય સો કર લે, કરમ કરમ કરમ.
ધરમ ધરમ કરના, અંતે લગી સુમરના;
મોક્ષ પદ મીલેગા, પરમ પરમ પરમ.

---

## કીર્ણ-૧૮ અજબ શકિત

(રાગ-ભૈરવી ગઝલ)

શકિત અજબ જાદુ ભરી, બસી રહે સંસારમાં;
શૌર્યના ચમકારમાં, બસી રહે સંસારમાં.
રસપ્રદ નવ નવ અરપે,
હૈયું વિહોણું તલપે;
ગુણવાન પ્રતાપી માત એ, બસી રહે સંસારમાં.
પાઠો પઢાવે ધર્મના,
કર્મો જગાડે સુકર્મના;
મર્મ શિખાવી જીવનના, બસી રહે સંસારમાં.

મંત્ર તંત્ર શકિતના,
બતાવે બહુ જુકિતના;
જોઈ લે નયને જરા, બસી રહે સંસારમાં.

ઉજ્જવલ શું ! સૂત્રો મહીં,
ગાન ગવાયે અહીં તહીં;
જ્યાં ઉઘાડી વાત ત્યાં, બસી રહે સંસારમાં.

શકિત જગાડયા સહુને,
સુધાપાન ચખાડયાં બહુને,
શકિત સારા સકલમાં, બસી રહે સંસારમાં.



## કીર્ણ-૧૯ હૈયાં હિચાયાં

(રાગ-પહાડી ગઝલ-મ્હારૂં વતન આ)

શ્યામ સુંદરમાં હૈયાં હિચાયાં;
નાચી કૂદીને, હૈયાં હિચાયાં.

ઉત્સવ રૂડા, રચ્યા મંડપમાં,
ગુલાબી પાનના, હૈયાં હિચાયાં.

જામી બરાબર, અનેરી લહરીઓ,
વ્હાલાં વ્હાલાં આ, હૈયાં હિચાયાં.

જીવનની એજ, સાચી લ્હાણોમાં;
એમાં અમારાં, હૈયાં હિચાયાં.

સેવકને અમૃત, પાન કરાવ્યાં;
પડદો ખોલીને, હૈયાં હિચાયાં.

ધૂન.

જય અંબે જય અંબે, અંબે અંબે જય જય;
જય બાલા જય બાલા, બાલા બાલા જય જય.

## કીર્ણ-૨૦ સુવિચાર

(રાગ–દોહરા)

શું થાશે ઘડીપળ પછી, ખબર નહિ તલભાર;
કાળ ભરોસે ના રહી, ભર પુન્ય ભારોભાર....૧
મોટાધિકારી શેઠીઆ, બુજ કરે નોકરની;
પ્રભુ પછી કેમ નહિ કરે, કદર સેવકની....૨
શ્રી હરિના દરબારમાં, અંધેર ચાલે ન કાંઈ;
રજે રજે ત્યાં હિસાબ છે, ખચીત જાણજે ભાઇ....૩
ચઢે પ્રેમ ઘડીકમાં, પાછો ઉતરે જાય;
પાખંડી એ નરની, ગણના હલકી થાય....૪

## કીર્ણ--૨૧ બાલાસ્તવન

(રાગ–ભૈરવી ત્રિતાલ)

નમામી નમામી નમામી હે બાલા.
સાર્વભોમીત બાલ ભવાની,
મંગલ રૂપીણી....નમામી૦ ૧

મંગલમય ત્રય લોકિત વ્યાસં,
ધામ વિલાસીનીં....નમામી૦ ૨
જ્યોર્તિંમય દિવ્ય વિમલતા;
કલ્યાણુ કારીણી....નમામી૦ ૩
[૧]ઇન્દ્રિય સૌષ્ટવ જગદ્ખીલં,
સિદ્ધિ વાસીનીં....નમામી૦ ૪
સ્વયં વિભૂતિ [૨]સદ્યઃ કેવલમ્,
શુદ્ધ સ્ત્રોતસણીં....નમામી૦ ૫
જ્ઞાન અનંતા તત્વ વેદીન,
જ્ઞાન પ્રકાશીણીં....નમામી૦ ૬
સર્વ શકિત—સર્વત્રે,
અદ્ભૂત ધારીણીં....નમામી૦ ૭
દત્વા અપેક્ષિત—રમ્ય મધુરમ્,
ક્ષણુ માત્રીણીં....નમામી૦ ૮



## કીર્ણ-૨૨

(રાગ-મિશ્રમાંડ-તાલ કેરવા)

રામ ભજો કૃષ્ણુ ભજો રે,
ભજો તમે ભાવથી.

---

૧ ઇન્દ્રિય સૌષ્ટવ-સૌન્દર્યતા, ૨ સદ્યઃ-તત્કાળ.

અંતે તો સાચું છે નામ,
આગળ આવે છે એ કામ;
એમ સમજી શાણા ચાલી...............ભજો૦

ખેલ ખેલન જગના ખોટા,
મારે છે માયાના સોટા,
એમ સમજી શાણા ચાલી...............ભજો૦

ભલભલા મોહ્યા માયામાં,
પાછા કાઢયા દિન રોયામાં,
એમ સમજી શાણા ચાલી...............ભજો૦

કલ્યાણ નથી તો તે વિણ જગમાં,
છુટવાનો આરો આ રણમાં;
એમ સમજી શાણા ચાલી...............ભજો૦



## કીર્ણ-૨૩ માઇ પ્રેમ

(રાગ-દુર્ગા-ત્રિતાલ)

ભકતતણોની પાલક માતા,
અસુર દળ સંહાર વિધાતા.

ભકત પૂરણના પ્રેમ આધીને,
નિશદિન વિહરે મગ્ન રહીને.

છાયા પ્રસરે જો આફતની,
જોમ જગાડે દૈવી જીવનની.

ઝમઝુમ ઝમઝુમ કરતી મૈયા,
પાસે આવી કહે મુજ છૈયા.

ખમ્મા ખમ્મા સ્વસ્તિ ઉચ્ચારે,
નિર્ભય રહે મુઝીશ ન લગારે.

તારાં દુઃખ બધાં હું જાણું,
મારાથી કંઈ નથી અજાણ્યું.

સૌના કરતાં તુજને સંભાળું,
વાત બીજી પછી નિહાળું.

દુઃખો એક પલકમાં ટાળું,
બદલો પ્રેમાધીનનો વાળું.



## કીર્તન-૨૪

(રાગ–ગઝલ–અય હકીમો જાવ દુનિયા.)

શ્રી કૃષ્ણના દર્શન વિના, ચેન કંઈ પડતું નથી.
હૈયાં અમારાં રોજ તો, કાંઇ વિસરતાં નથી;
શ્રી કૃષ્ણના દર્શન વિના, ચેન કંઇ પડતું નથી. ૧

પડયો છું પ્રેમના પંથે, અમારા દેહને કાજે;
મીઠું અમૃત સદા પાઓ, પરમ સુખ પ્રાપ્તિને કાજે.
આધાર આપનો છે મને, સંસારની પરવા નથી;
શ્રી કૃષ્ણના દર્શન વિના, ચેન કંઈ પડતું નથી. ૨

એ શોધમાં ને શોધમાં, કાયા મુજ ખૂટી ગઈ;
રહી નથી શકિત જરા; નિંદ્રા હવે ઉડી ગઈ;
ક્યાં સુધી છુપાઈને, અરે ! ક્યાં સુધી સતાવશો;
દર્દ લાગ્યું છે મને, ક્યારે આવી મટાડશો;
આશા અધુરી એજ રહી, ઠરવાનું ઠામ મળતું નથી;
શ્રી કૃષ્ણના દર્શન વિના, ચેન કંઇ પડતું નથી. ૩

બંધાઈ ગયો પ્રેમ પાસમાં, મુઝાવશો અમને નહિ;
બસ હવે ધૂન એજ લાગી, કોઈ દિન છોડું નહિ;
પરમ પદ પામવા માટે, કૃપાદૃષ્ટિ જરૂર દેજો;
સેવકની લાજ રાખીને, સુખ શાંતિ સદા દેજો;
મારી દયાળુ આપજો, ગુણ હું ભૂલું નહિ;
વળગી રહી એ સુત્રને, યાદી તમારી ચૂકું નહિ;
ભરભર કરૂં છું મોતી નયને, પણ પાન તો મળતું નથી;
શ્રી કૃષ્ણના દર્શન વિના, ચેન કંઇ પડતું નથી. ૪

## કીર્તન-૨૫ સુવિચાર

(રાગ-દોહરા)

દાન દયા દિલમાં વહે, એજ છે દોલતવાન;
જેના દિલમાં એ નથી, જાણો પામરવાન. ૧
દંભી ભલે દંભ આદરે, ઝાઝો દિ ન ટકે;
ટોચે પીપળાની ચઢી, પોગળ ખુલ્લાં બકે. ૨

નિંદા કોક કદી કરે, જાણુ ધૂવે છે પાપ;
હિતેચ્છુ માની લઇ, આશિષ ભલાની આપ. ૩
જ્ઞાની ને અજ્ઞાનીનું, વર્તન સરખું જણાય;
તપાસ ઉંડી કરતાં લક્ષણુ ફેર જણાય. ૪



## કીર્તન-૨૬

(રાગ–માલકોપ–ઊગે છે પ્રભાત આજ)

આવે છાનો માનો કાન તમારો ધીમે ધીમે.
સમજાવીને તેને વારો કાંઈ ધીમે ધીમે.
મહિંની ભરેલી મટુકી ઝૂલે,
દડબડ કરતો આવી દડૂકે;
કુદકો મારીને એ તોડી ફોડે ધીમે ધીમે.
માંકડાં કૈનાં કૈંક બોલાવે,
ઘરમાં લાવી ખેલ ખેલાવે;
કિકિયારી બહુ મોટી પડાવે એ શું! ધીમે ધીમે.
વાટે ને ઘાટે જાતાં,
કાલિંદીને કાંઠે જાતાં;
અધવચ રોકીને માગે છે દાણુ ધીમે ધીમે.
બંસીના કૈં સૂરો છેડે;
બોલાવે ગૌંઆંને કેડે;
નાસાનાસ કરી ખેલાવે એ શું! ધીમે ધીમે.



## કીર્તન-૨૭ નયા શકિત

(રાગ-તુમ્હીને મુજકો પ્રેમ શિખાયા)

એક નયા તુમ શકિત સુનાયા.
માનવકા ક્યા! જ્યોત જગાયા.
ધર્મ દિખાયા,
કર્મ દિખાયા;
તંત્ર શિખાયા,
મંત્ર શિખાયા;
તુમી હો તારણહાર માઈ,
તુમી હો જીવનહાર શકિત;
તુમી હો જીવનહાર...એક નયા૦



## કીર્તન-૨૮

(બોલમા બોલમા બોલમારે)

શંભુભોળા શંભુભોળા શંભુભોળા રે,
મારા હૈડાના હાર વ્હાલા શંભુભોળા રે.
લાંબી જટાધારી કૈલાસવાસી,
ધાડી જટામાં ગંગ વહે રે........મારા૦
શિતળ ચંદ્રમા સ્થાપ્યા લલાટે,
તેજ તેજના અંબા ઝળકે રે........મારા૦
નાગ સોહામણો કંઠે લપેટયો,
શંભુને પ્યારો જણાય છે રે........મારા૦

સુંદર કમંડળ ને મૃગછાલા,
વળી માળા તો કરમાં ફરકે રે.......મારા૦
ચર્મ ને પાવડી પહેરી લીધી છે,
રણુકાર રણુ રણુ થાય છે રે.......મારા૦
સેવક કહે છે પ્રેમે કરીને,
પાવન કરો હવે આજે રે.......મારા૦



## કીર્તન-૨૯ ધર્મના ડંકા

(રાગ-મિશ્રમાંડ-મેરે શિવશંકર મતવાલે)

ડંકા ધર્મના ગગડે, ઉઠો ઉઠો વીરા,
બ્યુગલ રણે ફૂંકાયે, ઉઠો ઉઠો વીરા.
વિજળીઓ દિલડે ચમકાવો,
ચક્ષુ વિરત્વે — ફરકાવો;
ધરણી ધબ ધબ કૈંક ધ્રુજાવો,
જોઈ શું ! રહો બિરાદર, ઉઠો ઉઠો વીરા.
મંત્ર પઢો બસ હવે ધર્મના,
તંત્ર જગાવો અવરનવરના;
થાય પોકારો વીર ભારતના,
વીર વાણીની હાંકે, ઉઠો ઉઠો વીરા.
સાર ગ્રહો કંઇ તમ શાસ્ત્રોના,
ખ્યાલ કરો ઇતિહાસ યુગોના;

બોધ ધરો મહા પંડિતોના,
મરદે મેદાની ખેલવા, ઉઠો ઉઠો વીરા.
શું ! માનવ થઈ નિજ ધર્મ ખોશે,
શું ! કીર્તિ પૂર્વની હાથે ખોશે;
શું ! નહિ જરા અભિમાને જોશે,
ના, ના, શૂરવીર પડ્યા છે ભારે, ઉઠો ઉઠો વીરા.
યાહોમ કરી બસ ઝૂકો આજે,
ધર્મનો અંતિમ વિજય બાજે;
નામ અમર થઇ જાશે આજે,
ખડગ ધરો શાસ્ત્રોના, ઉઠો ઉઠો વીરા.

## કીર્તન-૩૦ સુવિચાર

(રાગ–દોહરા)

બ્રહ્મ સ્વરૂપ આલમમાં, વ્યાપ્યું એક અદ્વૈત;
નજરે છતાં દેખાય જે, એ બધું છે કલ્પિત. ૧
આવ્યા ખાલી હાથથી, જાવું ખાલી હાથ;
ફકત આવે એકલું, પાપ પુન્ય કે સાથ. ૨
બિંદુ સરે નયનમાં, ને વેણુ નેન પલટાય;
વાણી ગદ્‌ગદ્‌ ઉચરે, તો સાચી ભકિત કહેવાય. ૩
ખાનપાન અર્પ્યાં બહુ, બક્ષિસ બીજી અપાર;
ગુણ મહા આ ભૂલતાં, ખૂવે ખરો આધાર. ૪

## કીર્તન-૩૧ સંભારણું

(રાગ-કહી દે કહી દે દિલની દેવી-તાલ લાવણી કેરવા)

આવો આવો માઈ આવો, અમ આંગણીએ તમ આવો;
આવો આવો માઇ આવો.
સંભાળો કૈંક સંભાળો, તમ બાળકને સંભાળો;
આવો આવો માઇ આવો.
વસમી વિયોગ લાગે ભારે,
સૂઝે કાજ કાંઇ ન લગારે;
અધુરૂં જયાં ત્યાં જયાં ત્યાં થાયે, પુરણ કાંઈ ન થાયે;
આવો આવો માઇ આવો.
ચિંતન નિશદિન તો ઉપજાવે,
લાવે સંદેશ નવનવા એ;
એ આવે ધૂમ મચાવે, હૈયું ધબધબ ધ્રુજાવે;
આવો આવો માઇ આવો.
ઝળળળ ઝળઝળીયાં ઉભરાયે,
ઝરમર ઝીણી ઝીણી આવે;
વારેવારે તે ઉભરાયે, પાછાં તેજ મહીં સમાયે;
આવો આવો માઇ આવો.
તમ વિણ કોણ ! મુને સંભાળે,
કોઈનથી મારૂં તે નિહાળે;

આશરો માઇ એક તમારો, નથી બીજા કોઇનો મારો;
આવો આવો માઈ આવો.

ધુન

જય જય રામ જય જય રામ, રામ રામ જય જય રામ;
જય જય કૃષ્ણ જય જય કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ જય જય કૃષ્ણ.

## કીર્તન-૩૨ હરિદર્શન

(રાગ-મિશ્ર ગઝલ)

ભર્યું હૃદય મલીનતાથી, હરિ દર્શન નહિ થાયે;
જુઠા મોહનો જ્યાં સંગ કરીએ, હરિ દર્શન નહિ થાયે.
હરિમાળા જપી દિલમાં, ઘસો માળનાં બહુ નાકાં;
પાનાં પાઠોનાં ઉથલાવો, હરિ દર્શન નહિ થાયે.
ધરાવો ભોગ છપ્પનના, બજાવો નાદ ઘંટાના;
ઉતારો આરતી તોયે, હરિ દર્શન નહિ થાયે.
કરો કૈં ધામનાં તીરથ, કથા શ્રવણથી ખોલો કાન;
કિરતાલીયાં ઝાઝાં ખખડાવો, હરિ દર્શન નહિ થાયે.

## કીર્તન-૩૩ હરિદર્શન

(રાગ મિશ્ર ગઝલ)

અરે શુદ્ધ ભાવ જ્યાં જાગે, હરિ દર્શન જરૂર થાયે;
સુધારસ પ્રેમના પીએ, હરિ દર્શન જરૂર થાયે.

ભલે હો માળીઆં મોટાં, ભલે હો ઝુપડાં નાનાં;
સાહ્યબી હોય કે ના હોય, હરિ દર્શન જરૂર થાયે.
બોરાં શબરીનાં આરોગ્યાં, મિષ્ટાન ચાખ્યાં ન દુર્યોનાં;
ગતિ ન્યારી આ જોઈ ચેતો, હરિ દર્શન જરૂર થાયે.
ભૂખ્યા છે ભાવના પ્રેમી, ખૂણા ખચકા રહે શોધી;
વસે જો દિલમાં જેના, હરિ દર્શન જરૂર થાયે.

## કીર્તન-૩૪ કાલિકોત્સવ

(રાગ–આશાભર્યાંને અમે આવીઆ–તાલ હીંચ)

માઈની પારે માઇના દ્વારે શું ! ઉત્સવ રચાયો પુરબ્હારે
શું ! કાલિ ઉત્સવ રચાયો.

સોહી રહ્યાં છે ચારે બાજુએ મંડપ આલિશાન રે....શું !
આવ્યાં છે દ્વાર ચાર સુશોભિત ને ઉંચા ઝરૂખા માળ રે....શું !
ઝુમર લટકીઆં હીરા માણેકનાં, લીલાં નીલમ લળકાય રે....શું !
ધજા પતાકા પવનને પારણે, ફરરર ફર ફરકાય રે...શું !
કડાન ધીં ધીં કડાન ધીં ધીં, ડંકા નિશાન ગગડાય રે....શું !
તાલ મિલાવી સૂર મિલાવી, શરણાઇ મીઠી ફુંકાય રે....શું !
થૈ થૈ થા થા રાસ રચાયા, વેશ વિધવિધ સજવાય રે....શું !
તાલ બીના ને મૃદંગ બાજે, ઝાંઝર ઝનનન થાય રે....શું !
ઉંચા ચડયા છે સોનાના કલશો, દૂરથી ઝાગઝમાળ રે....શું !
એના તેજના એના ફુવારા, નવખંડે—પથરાય રે....શું !
નાની મોટેરી ઘંટડીની, હારો હરોળે ઝુકાય રે....શું !

મીઠા મધુરા સાતે સૂરે, રણુકાર રણુ રણુ થાય રે....શું !
પ્રચંડ શકિત–પ્રચંડ સ્વરૂપે, ભયભીત ભવ્ય જણાય રે....શું !
સોળે સાજો અંગે સજ્યાં મા, તેજ તેજના અંબાર રે....શું !
જ્યોતિ અખંડિત મંદિર માળે, ને દીપમાળે ઝળકાય રે....શું !
દડબડ કરતા દિવડા દડુકે, જાવું ના હોય ! કંઇ વાસ રે....શું !
જ્વલંત જ્વાળે ચાલ્યો જગન મહા,છોળો ગગને જાય રે....શું !
સ્તુતિ–સ્તોત્રો–વેદિક મંત્રો, સ્વસ્તિકના ઉચરાય રે....શું !
થોકે થોકે કૈં માનવમેદની, કરવા દર્શને ઉલટાય રે....શું !
નમન કરે સૌ જય જય માઇ કહી, હર્ષિત ઘેલાં થાય રે....શું !

## કીર્તન–૩૫ સુવિચાર

(રાગ–દોહરા)

નિદ્રામેં ક્યું સો રહે, ઉઠકે કામ સમાલ;
કાળ બરાબર ફીરતે, બાજી બીગડે કમાલ........૧

આશા કલકી છોડ દે, કરના હોય સો કર;
દેર કરનેકા ટેમ મત, યાદ બરાબર કર........૨

લેનેકા નહિ ટેમ હૈ, દેનેકા હય ટેમ;
યે ચલા ચલાઇ ટેમમેં, કર દે ઈતના કામ........૩

ઢાંકે તીનો ટુકડે, લંબા તીનો હાથ;
ખાયેં તીનો મુઠી કે, દે તીન લોકકા નાથ........૪

## કીર્ણ-૩૬ જીવનના રંગ

(રાગ-પીલુ)

જીવન સાચા સ્નેહમાં, તત્પર હંમેશાં રહીશું;
મીઠી [૧]મોદ આરામની, શિતળ છાંયે ચાંપીશું.

ભણકાર વાગે બે સુમાર, પણ સમજુ સાન આણીને;
[૨]એશામય એમાં વિતાવી, પામું ઈચ્છિત ફળને.

સુકાન આવ્યું નાવનું, પૂર જોશે બાંધશું નવ [૩]પાજ;
[૪]વાયા સુશોભિત મહીં ઘડી, મગન થકી વસીશું રોજ.

મીઠાં મધુરાં ફળ કૈં, નાજુક—નેહે—ખરડું;
જલ્લાદ પીણાં પી નાહી, દિવાની ઓર સાંપડું.

છુટા છવાશે પ્રેમ જો, ભર ભર કરૂં વિલાસથી;
એકેક [૫]પાડી વારાફરતી, ગૂંથું લર ઉલ્લાસથી.

પ્યાસી ટાળે [૬]આકુરો, લેખીશું અનુપમ સમા;
એવા હિતેચ્છુ જયાં વસે, સંસર્ગની ત્યાં છે તમા.

અણમોલ તણા આ સૂત્ર તો, ફેલાય અતિશય રોમમાં;
લાભો રૂડા રૂડા પામવા, અઢીલ ચરે છે વ્હાલમાં.

વાણી વિમળ ઉચરે, સ્નેહ સેવું ચર્ણમાં;
લ્હાવો કૈંના કૈંક પાડી, બેસે વ્હાલી વ્હેલમાં.



---

૧ મોદ-મઝા, ૨ એશામય-સુખમય, ૩ પાજ-પૂલ ૪ વાયા-સારા, ૫ પાડી-લઈ, ૬ આકુરો-એનીમેળે.

## કીર્તન-૩૭ ડોલતી નૈયા

(રાગ-ગઝલ-બુલબુલ અમારૂં ઉડી ગયું જ્યાં)

ભર દરીએ મધ દરીએ.
જીવનનૌકા ઝુકી રહી છે.
ડગમગ ડગમગ નૈયાં ડોલે,
ભર દરીએ મધ દરીએ ઝોલે;
ઝાલવા જઉં તો છુટી જઇ,
ભર દરીએ મધ દરીએ...........૧

ખરરર ખરરર શબ્દો બોલે,
ભયભીત માંહે અવાજો ખોલે;
સુકાન અમારૂં હરી લઈ,
ભર દરીએ મધ દરીએ...........૨

કુંદડી ખેલે ચારે કોરે,
જાય નહિ એ કિંચત જોરે;
જીવનની દોરી લઇ ગઇ,
ભર દરીએ મધ દરીએ...........૩

અજીન પ્રભુજી ઉરમાં ધારો,
પાર ઉતારી અંતર ઠારો;
વાત દયાળુ સુણી લઇ,
ભર દરીએ મધ દરીએ..........૪



## કીર્ણ-૩૮ મંદરમાલા

(રાગ–એક બંગલા બને ન્યારા)

કયા ! છાજે મંદરમાલા.

સોનેકે જડીએ રૂપેકે મઢીએ,
રત્નો જવાહર જડીએ;
નકશી કોતર કર્યું સારા............કયા૦

છોટે બડે બડે ઘંટ લટકતે,
નાદ મધુરા બજતે;
ઘનનનનન ઘોર છવાયા............કયા૦

તારલીયા ટમટમ તરલે,
જ્યોત અખંડિત ઝબકે;
રોશન હૈ દિવ્ય ઉજાલા............કયા૦



## કીર્ણ-૩૯

(રાગ–ભૈરવી તાલ ત્રિતાલ)

મેરા મેરા કહાંતક કરેંગા.

માત પિતા ઓર ભ્રાત ભગિની,
તેરે સાથરમેં નહિ આયેંગા....મેરા મેરા૦

માયા યા સબ માલ ખજાના,
દો ચંદરમેં રહી જાયેંગા....મેરા મેરા૦

માયા કાયા હૈ મિટ્ટીકી,
મિટ્ટીમેં વો મીલ જાયેંગા....મેરા મેરા૦
મેરા તેરા કયું કહી મરતેં,
જંઝીરમેં તુમને જકડેંગા....મેરા મેરા૦
એકલ આયા એકલ જાયેગા,
પાપ પુન્ય સાથમેં આયેંગા....મેરા મેરા૦
સબ છોડકર રામ સુમરના,
મુકિત પરમ વહાંસે મીલેંગા....મેરા મેરા૦

ધુન
(રાગ–કાલી કમલીવાલીયાં)

શ્રીકૃષ્ણઃ શરણંમમ, શ્રીકૃષ્ણઃ શરણંમમ
શ્રીકૃષ્ણઃ શરણંમમ, શ્રીકૃષ્ણઃ શરણંમમ.



ધુન

રામ કૃષ્ણ ગોવિંદ, જય જય રામ કૃષ્ણ ગોવિંદ;
રામ કૃષ્ણ હરે, જય જય રામ કૃષ્ણ હરે.



## કીર્ણ–૪૦ સુવિચાર

(રાગ દોહરા)

સચ્ચા મહેલો છોડકે, કયું રંગે જુઠા મહેલ,
મહેનત ફોગટ કરતેં, ખોતે અચ્છી સહેલ. ૧
સમય ગીયા ગીયા કયા કહે, સમય હજુ બળવાન;
સમય હજુ કુછ ચલા નહિ, હય પે'લી પુણી પયછાન ૨

માયા અપની અકળિત, મોહે કયા ! નરનાર;
લચા પચા રહે ઉસમેં, ભૂલતેં શ્રી મોરાર. 3
કાંટા રાતે લેકર, અંતિમ ખાના તોલ;
નફા તોટા કીતને કીયા; યે ડેલી બરાબર ભળ. ૪



## કીર્તન-૪૧

(રાગ–રાધીકા રસ જાય વેલી)

મારગડે રહી રોક ના, ગાગર રસ છલકાય....કા....ના,
આડો સામો આવ ના, ગાગર રસ છલકાય....કા....ના.
પાણીડાં કંઈ છબ છબ છલકે,
પળપળમાં તો અંગડું ભીંજવે;
સાલુડો રસબોળ થાય, ગાગર રસ છલકાય....કા....ના.
ભાર લાગે છે મુજને ભારે,
રે'વાય નહિ હવે લેશ લગારે;
ડગમગ ડગમગ શીર થાય, ગાગર રસ છલકાય....કા....ના
વાર નહિ કર એક ઘડીપળ,
નહિ તો ખબર લઉ એક ઘડીભર;
ઝટપટ ઝટપટ છોડ મારગ, ગાગર રસ છલકાય....કા....ના.
મારગડે રહી રોક ના, ગાગર રસ છલકાય....કા....ના;
આડો સામો આવ ના, ગાગર રસ છલકાય....કા...ના.

## કીર્તન-૪૨ અભિલાષ

(રાગ-પનિહારી પનિહારી પનિહારી)

તુંહી માઈ તુંહી માઈ તુંહી માઈ,
ધીરી ધીરી ધીરી ચા........લ
તમ બાળકને મુજ કહી સંભાળો.
મા, મા, કહી તુજ આવ્યો પાસે,
કાલી ઘેલી બોલી રીઝાવે;
ધીરી ધીરી ધીરી ચા....લ........તમ બાળકને૦

નામ લેતાં જીભલડી સુકાયે,
ઉમળકા પ્રેમતણા આવે,
ધીરી ધીરી ધીરી ચા....લ........તમ બાળકને૦

ઓ માઇ, ઓ માઇ, કહો ક્યાં! ચાલ્યાં,
ચાલ્યાં જશો નહિ, કહો ક્યાં! ચાલ્યાં;
ધીરી ધીરી ધીરી ચા....લ........તમ બાળકને૦

મા, મા, કરતો બાલક આવે,
તરછોડીશ ન કાંઇ લગારે,
ધીરી ધીરી ધીરી ચા....લ........તમ બાળકને૦

કહીને મારો મુજને પાળો,
જાણી તમારો આ દાસ સંભાળો;
ધીરી ધીરી ધીરી ચા....લ........તમ બાળકને૦



## કીર્તન-૪૩

(રાગ-મિશ્ર ગઝલ-કોઇ હૈયાં વિહોણુંને)

હરિના નામને છોડી,
ગયો માયા મહીં દોડી;
દિવાના થઇ જીવન હોડી,
જીવ્યા તો શું! મર્યા તો શું!....૧

યુવાની આવી છે વ્હાલી,
વહી જરમાં જશે ઠાલી;
રહ્યા જો અંતિમે ખાલી,
જીવ્યા તો શું! મર્યા તો શું!....૨

વિષયનાં પાન બહુ કીધાં,
ધરાતાં ત્યાં લગી પીધાં,
બીજાને એ પીણું દીધાં;
જીવ્યા તો શું! મર્યા તો શું!....૩

ઉપાયો હિતના કહીને,
ઝુંબેશ ઉઠાવે કૈં હસીને;
પછી મારે બુરા થઇને,
જીવ્યા તો શું! મર્યા તો શું!....૪

ગરીબની હાય તલસાવી,
નગદ લીધા કૈં ભરમાવી;

બન્યા શ્રીમત કકળાવી,
　જીવ્યા તો શું ! મર્યા તો શું !....૫

કર્યું ના કોઇનું સારૂં,
　કર્યું નહિ તેમ ભલું ત્હારૂં;
કર્યું આ મ્હારૂં ત્હારૂં,
　જીવ્યા તો શું ! મર્યા તો શું !....૬

બની મસ્તી યુવાનીમાં,
　મઝા માણી કમાણીમાં;
ફર્યા બસ માયા-મસ્તીમાં,
　જીવ્યા તો શું ! મર્યા તો શું !....૭

હરિએ નાવ અમૂલ દીધું,
　છતાં કલ્યાણ ન કીધું,
સુધા મૂકીને વિષ પીધું;
　જીવ્યા તો શું ! મર્યા તો શું !....૮



## કીર્તન-૪૪

(રાગ-બાંધ્યા કંચુકીના દોર)

યુગયુગની હે માત,
　આવો ધસી ધસીને.
સંભાળો નાના બાળ,
　આવો હસી હસીને.

તમે છો અમારાં માત,
અમે તમારાં બાળ;
અમારા ઉરના ભાવ,
જાયે ભરી ભરીને.
અહો ! કાલાં ઘેલુડાં બાળ,
મા, મા, કહી કરે ભાળ;
કાલ કાલીના આ બોલ,
બોલે કલી કલીને.
મા, રાખે કુપુત પર વ્હાલ,
નહિ છોડે દિલનો ભાવ;
એ ઝરમર વરસો આજ,
હૈયે વર્સી વસીને,

## કીર્તુ-૪૫ સુવિચાર

(રાગ-દોહરા)

નાના મોટા હરકોઈ, ઇશ્વર આગળ એક;
ઉંચ નીચનો અહીં ભેદ કરે, પણ રાખે બધાનો ટેક....૧
દામ બેઠે નહિ જાપમેં, દુસરેમેં બેઠે દામ;
મુફત વો ભરચક મીલે, કરલે અક્ષય કામ....૨
ઘૃત અગ્નિમાં હોમતાં, જ્વાલ ભભુકે જાય;
આશા તૃષ્ણા તેમ પણ, ઉત્તરોત્તર વધે જાય....૩
મીઠી તુંબડી કરવા, યાત્રા લાંબી સહી;
કથા કીર્તન કરીઆં છતાં, તુંબડી કડવી રહી....૪

## કીર્તન-૪૬ અમૃત અંકાવલી

(રાગ-અંતરા વગરની કવ્વાલી-સૃજેલાં શ્રી પ્રભુજીએ)

એકડે એક બોલીને, એક ચિત્તથી હરિ ભજજો;
બગડે બેય બોલીને, બગાડ કોઇનો ના કરજો.

ત્રગડે ત્રણ બોલીને, ત્રિલોકી નાથજીનો સંગ કરજો;
ચોગડે ચાર બોલીને, ચોરી—પ્રપંચ ના કરજો.

પાંચડે પાંચ બોલીને, [1]પાંચાક્ષરનું રટન કરજો;
છગડે છય બોલીને, છકેલા મદને તજજો.

સાતડે સાત બોલીને, સાચું બોલી જગ જીતજો;
આઠડે આઠ બોલીને, આળસ કોઈ દિન ના કરજો.

નવડે નવ બોલીને, ન સંગ ક્રોધીનો કરજો;
એકડે મીંડે દસ બોલીને, એજ શીખ ઉરમાં ધરજો.



## કીર્તન-૪૭ ગોપી-જસોદા

(રાગ-દરબારી કાનડા)

જરા વારજો જરા વારજો યશોદાજી નંદકુંવરને.

પહેલી ગોપી-લાગ સાધી મહીં લાગલો દોડે,
ગણ્યાં ગાંઠેલી તાવડી તોડે;
લઈ રહેલી મટુકી ફોડે....જરા૦

૧ પાંચાક્ષર-પરમેશ્વર.

બીજી ગોપી–વંદર ઘરમાં કૈંક ઘુસાડે,
કિકિયારી કરી તેને ખીલાવે;
એવી રીતે એ બહુ વિતાડે....જરા૦

ત્રીજી ગોપી–વેચવા ન દે ગોરસ જાણુ;
રખજખ કરે છે બહુ તાણુ,
આપવા પડે જખમારી દાણુ....જરા૦

ચોથી ગોપી–મારગડે મહિયારી રોકે,
નદી તીરે પનિહારી રોકે;
સહુને એકે હારે ટોકે....જરા૦

પાંચમી ગોપી–પૂછયા વિના વછોરૂં છોડે,
ફેડફેડ તેને પૂંઠે ચ્હોડે;
ઝાલવા જઉં તો દડબડ દોડે....જરા૦

છઠ્ઠી ગોપી–બંસી બજાવે ચિત્ત ચોરાવે;
કાળજડાં કૈં કુણાં હરાવે;
ભાન અમારૂં સાવ હણાવે....જરા૦

સહુ ગોપી–યશોદાજી જરા નંદને વારો,
રહ્યો નથી ઠરવાનો આરો;
અજીજ અમારી ઉરમાં ધારો....જરા૦



યશોદાજી—

મારો આડો નથી કાન નાનુડો બાળ,
એવું ખોટું બોલીને ચોંટાડો ના આળ,
ઘર છોડી ગયો નથી તે તું ભાળ,
જુઓ ખેલી રહ્યો છે મેડીએ માળ....૧

નથી ઘરમાં શું ! મારા માખણનો તોટો,
ખોટું આળ લગાવી શું ! માથે ચોટો,
વિચાર કરો કૈં ખરો ખોટો,
નથી બોલ એમાં કૈં મારો ખોટો....૨

બધા ઓળખે છે સારૂ રીતે ગોવાળ,
ગણી ભ્રાત સમા ખેલ ખેલે સુબાળ,
નથી એ લોકોને કૈં જુદુ જુઆળ,
સમદૃષ્ટિથી રાખે છે સૌની સંભાળ....૩

નથી જોયું કે એ પનિહારી રોકે,
નથી જોયું કે વંદર ખેલાવે ચોકે,
જુઓ બંસી બજાવે છે પેલે ઝોકે,
છે એવું કહેનારા અહીંઆં કોકે....૪

વિચાર કરી હવે નામ દેજો,
ભૂલી મેણાં જઈ સાથ સંપે રે'જો,
નહિ તો સ્વાદ બરાબર જોઇ લેજો,
આ વાત અમારી દિલડે લેજો....૫



## કીર્તન-૪૮ જીવન જ્યોતિ

(રાગ-ગઝલ કવાલી)

શુદ્ધિ લાવવા હૃદય કાજે, જીવનની જ્યોતિને જોજો;
પીવા ભકિત સુધા કાજે, જીવનની જ્યોતિને જોજો.
દર્શન અમૂલને કાજે, જીવનની જ્યોતિને જોજો;
પ્રાપ્તિ પામવા પરમ કાજે, જીવનની જ્યોતિને જોજો.
આવ્યાં દુઃખ ટાળવા કાજે, જીવનની જ્યોતિને જોજો.
શોખીન એમાં થાઓ, જોઈ લો પછી મઝા;
ભોગી નાવિકના થાઓ, જોઇ લો પછી મઝા.
બેસી નૌકામાં જાઓ, જોઈ લો પછી મઝા;
ભરસાગર તરી જાઓ, જોઇ લો પછી મઝા.
અમૂલ આ જીવનનું, ખરૂં સુકાન જાણો;
પકડીશ બરાબર જો એ, પૂર્ણ બ્રહ્માનંદ માણો.



## કીર્તન-૪૯ માતૃગાન

(રાગ-કાફી)

કરૂં પ્રણામ પ્રણામ, જગતમાત જયા ચાર.
જગતજનની જગતકાર,
સરસ્વતી શૂરંત :ધાર;
યોગ અખંડ અચળધાર,
વ્યાપી શકિત જુગચાર....કરૂં૦ ૧

રૂપ અનેક ધારનાર;
ભુવન ચૌદ ગજાવનાર.
વૈભવ નવ વધારનાર;
મુગ્ધ સૌને કરનાર....કરૂં૦ ૨

ભયાનક ત્રિશૂળધાર,
પ્રલયકાર ભૂમિ ભાર;
સહુ આરે અસુર માર,
ધ્વજ ફરકાવ વિજયકાર....કરૂં૦ ૩

મંત્ર તંત્ર સાર સાર,
સ્તુતિ ભક્તિ પરિવાર;
સુગુણ સકલ દીપાવનાર,
શક્તિ અનંત અર્પનાર...કરૂં૦ ૪

અધમને ઉદ્ધારનાર,
ભવજળ ટાળનાર;
પદ અજરામર દેનાર,
શાંતિ પરમ અર્પનાર....કરૂં૦ ૫



## કીર્ણ-૫૦ સુવિચાર

(રાગ-દોહરા)

ધર્મશાળા ઘરબાર હૈ, મુસાફર લોકો આપ;
સમજ વોહી દિલમેં, કીર્તિ સચ્ચી ઓપ. ૧

નટવરના નાટકમાં, મુગ્ધ બને શું ! લોક;
મ્હાલે જાણી જોઇને, મરતાં કરે શોક. ૨
પીણું પીએ શુદ્ધ પ્રેમનાં, અજરામર પદ થાય;
આ લોક ને પરલોકમાં, અદ્વૈત સુખડાં થાય. ૩
મારૂં મારૂં કહી પીટે, તારૂં લેશ ન કાંઈ;
અર્પ્યું ધણીનું ભોગવે, મરતાં મૂકે ભાઈ. ૪



## કીર્તન-૫૧ સ્વપ્નમય સંસાર

(રાગ—ચાબખો)

ઘેલો શાને બને છે ભાઇ, આ છે સ્વપ્નમય સંસાર;
આ છે સ્વપ્નમય સંસાર, માટે કર લે સાથ મોરાર ઘેલો૦
ભોગ વિલાસણ તુચ્છ માની, ભૂલે મોટો આધાર;
કંચન જેવી તારી ભેલડી, હાંકી કરૂં ખુવાર. ઘેલો૦
ગંગાનાં નીર આવ્યાં આંગણે, નવરાવું ન દેદાર;
સાવ કોરેકોર રહે ખરો પણ, બનું છેવટ લાચાર. ઘેલો૦
નટવરે શું ! નાટકડામાં, લીલા કરી અપાર,
એ સીનસીનેરી જોતાં સાથે, મોહી પડું ગમાર. ઘેલો૦
મારગડે પનિહારી જાતાં, સહિપણ મળે હજાર;
ઉડે તડાકીઆ વાતના તડતડ, છાંટ પડે ન લગાર. ઘેલો૦
બહુ બહુ તાનો મારે ગવૈયા, તાલ ચૂકે ન લગાર;
અચૂક તું બસ તાલ દઇને, ભજી લેજે મોરાર. ઘેલો૦



## કીર્ણ-પર બંસી

(રાગ-ભૈરવી ગઝલ-જેવી કરે છે કરણી)

યમુનાને તીરે બંસી, બાજે ધીરે ધીરે;
તીણા મધુરા નાદે. બાજે ધીરે ધીરે.

રસ હાસ્ય શી રેલાવે, રગરગમાં રેલાઈ જાયે;
ભાવો મઝે ભરીને, બાજે ધીરે ધીરે.

પ્રસરાવે કરૂણ છાયા, છાયે વીરત્વ છાયા;
ઝરમર વિરહ વરસાવી, બાજે ધીરે ધીરે.

સ્વર ભિન્ન ભિન્ન કાઢી, તર્જો ગજાવે ગાઢી;
જાદુ અજબ જમાવી, બાજે ધીરે ધીરે.

કુણાં કોરે કાળજડાં, હસી રોવાડે દિલડાં;
તરસ્યાં ને એ તલસાવી, બાજે ધીરે ધીરે.



## કીર્ણ-પ૩ શકિતજનને

(શેર)

શકિતજનને અહર્નિશ, ભકિત પાલન થાય છે;
શકિતજન જ્યાં જાય ત્યાં, માન પાલન થાય છે.
શકિત રસનું પાન કરી, કૌવત કંઇ સંભળાય છે;
શકિતતણા પ્રેમલમાં, આનંદ અનેરો જણાય છે.
શકિતજનનાં સુચરિત્રો, ચોમેરમાં ફેલાય છે;
શકિતતણા સહવાસમાં, જીવન મંગલ થાય છે.

શકિત ભાથું હોય તો, દિલ ચ્હાય મળતી જણાય છે;
શકિતજનને વિશ્વમાં, ઠરવાનું ઠામ મળી જાય છે.

શકિતમાં ભકિતજ છે, ભકિતમાં મંમાઈ છે;
શકિતજ સર્વોત્તમમાં, અજોડતાનું ધામ છે.



## કીર્ણ-૫૪ બોલતો તંબુરો

(રાગ-સવૈયા)

તંબુર તનનો મળીઓ આજે, બેઠી તેમાં લેશ ન પાઈ;
અમૂલ તેની કિંમત આંકી, સદ્ઉપયોગ કરજો કાંઈ.
સાજ મળ્યું ભારેમાં ભારે, ભાગ્ય અહો જાણો ભાઈ;
ફરી ફરી આવા તમને લાગો, મળવા ના તે જાણો કાંઇ....૧

હાડમાંસ ને રૂધીર ભરીને, ચર્મ જડયું તંબુર ઉપર,
કામ ચલાવવા અંદર કાજે, ખીલી ભમરી જડી સુંદર.
દશ ખીલી બે મોટી ભમરી, ફરતી મૂકી છે ચોમેર;
તાર સુશોભિત ઓહંસોહંમના, બાંધ્યા લંબાણે સુપેર....૨

ભમરી મોટી સજ્જડ રાખી, રણકારો રણરણ જાણો;
બંને તારો એક કરીને, સૂર મઝાના કૈં માણો;
બે તાલુ જો સાજ બાજે તો, તાર મિલાવી તે તાણો;
હરદમ તારમાં તાર મિલાવી, બનજે તું બસ કંઈ શાણો....૩

તંબુરનો આધાર બધો, રચાયો છે એ ભમરી માંય;
ચલાયમાન જો એ જયાં થાતું, ખીલી ભમરી ઢીલી થાય;

અંગુલીયો તેમાં ફેરવતાં, અગડમ બગડમ બાજે જાય;
એકજ સૂરે તેને કરવા, કાબુમાં ભમરીને લાય....૪
કલ્યાણુ તેનું કરવા કાજે, ભકતજનો ગાયે ભજન;
મશગુલ તેમાં અજબ રહીને, દિલ કરે છે બહુ રંજન;
વેગે પ્રેમાધીન થઇને, નેન મહીં કરે અંજન;
અંજન ઉપરા ઉપરી આંજી, મસ્ત ખીલાવે શું! જોબન....૫
ખબર પડે છે તે તંબુરની, ગદ્ગદ્ વાણી કાઢે છે;
હાસ્ય—રૂદન કૈં વાણી કાઢે, નાદ મધુરા છોડે છે;
બરાબર એ લયમાં રહીને, ગાનો શ્રીનાં ગાયે છે;
નિરાંતે નિજ હરદમ બેસી, બેડી ભવની તોડે છે....૬
પાણીના પરપોટા જેવા, નાશવંત તંબુર જીવન;
સ્પષ્ટ નિહાળે બારીક નજરે, નાદ-ધ્વની એકલ અમર;
સારાં નરસાં ગાન ગાવાનાં અરપ્યાં તેનો કરો વિચાર;
ગાન જેવું ગાશો તંબુરમાં; નીકળશે તેવાજ તુમાર....૭
કાષ્ટતણું જે હળવું સાજન, જોત જોતામાં અંબુધ તરે;
મલીનતા તેમજ નીકળતાં, તીરે તંબુર જઇ ઠરે;
સંત સમાગમ ગુરૂનો કરતાં, જ્ઞાન પરમ થાયે ઉરે;
સમજે મનડું તેજ પ્રમાણે, પરમાનંદ જરૂર વરે....૮

## કીર્ણ-૫૫ સુવિચાર

(રાગ દોહરા)

જન્મ્યો કોલ કરારથી, ભૂલ્યો છતાં ઇશ અહીં;
જોયું નહિ સામું જરા, પણ ખબર પડશે તહીં....૧

ખેલ કર્યો બાલવયમાં, જરમાં જુવાની ગઈ,
મમતા વધી બુઢાપણુમાં, ભાગ્યદશા હિણુ થઇ....૨
તર્ક વિતર્ક ખોટા કરે, કારજ કાંઈ ન થાય;
પુરો શ્રમજીવી બને, કાર્ય સિદ્ધ ઝટ થાય....૩
આંસુ ભીંજેલી સંપતી, આંસુ ભીંજવી જાય,
ભરી હશે ખરા યત્નની, (તો) હસહસાવી જાય....૪

ધૂન

સીતારામ સીતારામ સીતારામજી,
મારા હૃદયમાં વસે સીતારામજી.

## કીર્તન-૫૬

(રાગ-મારવા ત્રિતાલ)

નજરીયાં ભરનીયાં લતરીયાં શામળીયા.
સુમોહીયાં લગનીયાં, ઝુલરીયાં હિંડોલીયાં;
જગાવીયાં સુમરીયાં લહરીયાં શામળીયા.

## કીર્તન-૫૭

(રાગ-સોહીણી ત્રિતાલ)

સ્નેહ ઝગે નવરંગ યદુનાથ.
સ્નેહભિલાષી સ્નેહની મૂર્તિ!
સ્નેહાંસી મહારાય;
સ્નેહસાગર સ્નેહી સેવે,
સિદ્ધ કરે સ્નેહઆશ....સ્નેહ૦

## કીર્તન-૫૮ પ્રભુપ્રાર્થના

(રાગ-અજબ મનોહર જગતની વાડી)

શોભી રહ્યા જગદીશ જગમાં, વંદુ હંમેશાં સ્નેહથી;
આનંદ વ્યાપ્યો ઉરમાં, પૂજન કરૂં અતિ સ્નેહથી...૧

માળા તમારા નામની, અહર્નિશ અમે જાપીએ;
આપ શ્રીના ગુણના, ગાન ગાઇએ—સ્નેહથી....૨

કૈં અશ્રુથી રીઝાવીએ, કૈં હાસ્યથી રીઝાવીએ;
આ શુદ્ધ તનમન વાણીથી, રીઝાવીએ અમે સ્નેહથી....૩

પુષ્પહાર બનાવી સ્નેહના, કંઠમાં સમર્પીએ
કરૂણા લાવી દાસ પર, વધાવી લેશો સ્નેહથી...૪



## કીર્તન-૫૯

(રાગ-પૂર્વી-ત્રિતાલ)

પ્રભાત ઉઠી દેવી દાતા,
સ્મરણ કરૂં પ્રેમીલ શાતા.

સેવા-પૂજાન વિમલ બનીને,
પીઉં અર્ચન પ્રેમીત થઇને.

પાઠ કરૂં મા જાપ જાપું,
લઉં પછી મંગલમય હાપું.

માત મંદિરે દર્શન જાઉં,
ગાન—સ્તવનનાં ગુણલાં ગાઉં.
પાય પડીએ પ્રાણ પ્રીતે,
નમન કરીએ એક ચિત્તે.
ઘડીએ ઘડીએ માઈ સ્મરીએ,
ઉલ્લાસે નિશદિન રહીએ.
નમન કરીએ જય જય કહીને,
ઘોષ કરીએ હૈયાં ભરીને.

## કીર્તન-૬૦ સુવિચાર

(રાગ-દોહરા)

તન મન કર્મ વચનથી, કરશે કોઈ સેવા;
જરૂર આ પરલોકમાં, પામે મીઠા મેવા........૧
પ્રભુ વસ્યા છે દિલમાં, ખોળે છે તું બહાર;
કરી લે શુદ્ધ મનડું જરા, દર્શન દે મોરાર........૨
સાધના હરિની કરતાં, દુઃખ પડે અગમ;
હિંમત ધરે તોયે છતાં, આવે સુખ પછમ........૩
વ્હાલું વ્હાલું ભકતને, લાગે રામનું નામ;
ફરે એજ મસ્તાનમાં, રટ રટ કરે રામ........૪

## કીર્તન-૬૧ ગીતામહાત્મ્ય

(રાગ-સવૈયા)

આધ્યાત્મિક ઉન્નતિ કાજે, ઉત્તમ રચાઈ છે ગીતા;
ધાર્મિક નૈતિકના શિક્ષણની, ઝડીઓ વરસાવે માતા!

ઉપનિષદ્ રૂપી બગીચામાં, ગૂંથી કાઢેલી કલગી;
દિનમાન જેનો ચઢતો હોયે, તેને વરે છે એ વળગી.

હાકલ વીરવાણીની સૂણી, સંયમી આરામી થયા;
સાર્વભૌમ નીતિ શાસ્ત્ર પર, ગળગળા નીતિજ્ઞ થયા.

કર્મયોગીઓ કર્મયોગ પર, ઘોષ કરે છે આફરીનના;
ભક્તજનો કૈં ભક્તિરસના, ગુણ ગાયે આબાદદિનના.

મુગ્ધ બન્યા છે કવિ પંડિતો, ને પ્રેમીશાળી જનતા;
મહારથી લેખાતા તે પણ; યશોગાન તેના વદતા.

કોઇ કહે છે કાવ્ય માધુર્ય, વીરવાણી ને જ્ઞાનાનંત;
ઉપનિષદ્નું અંગ કહે કોઇ, કોઇ કહે અદ્ભુત બજરંગ.

કોઈ કહે છે જ્ઞાનસાગર, કોઇ કહે છે નીતિ શાસ્ત્ર;
ભક્તિ સૂત્ર કોઈ કહે છે, કોઇ કહે છે મહા શાસ્ત્ર.

કલ્પિત વૃક્ષ કોઇ કહે, કૈં કાના ઝોળી કોઇ કહે;
કોઇ કહે કૈં સ્વર્ગ સુખડું, બીજા નામ પણ લોક કહે.

ફળદાયક તત્વો ધર્મોનાં, સમજાવે છે સંક્ષેપમાં;
કાજ પતાવી નિઃસંદેહના, સુખ પરમ દે પલકમાં.

ઇચ્છા પરમાનંદની કાજે, ગીતાજીનો પાઠ ગણાય;
હરદમ શ્રીના સાથી બનતાં, હર્ષ અલૌકિક બહુ રેલાય.

પાઠ કરો તો ગીતાજીનો, ધ્યાન ધરો શ્રી કાનાનું;
સાધુ સમ તમ ચિત્ત પરોવી. કલ્યાણ કર આ કાયાનું.

---

## કીર્ણ-૬૨ મીઠો લ્હાવો

(રાગ–દુનિયાને ઉંધા ચશ્મા)

મીઠો લ્હાવો આજે, ગોપાલ ગુણ ગાવું રે;
શુદ્ધ ધ્યાનથી ભજીએ, ગોપાલ ગુણ ગાવું રે.
સર્વત્ર ઠામ પૂજો છો, ધાર્યું જગે કરો છો;
મુજ ચિત્તડું હરાયું, ગોપાલ ગુણ ગાવું રે.
બાહુમાં બળ આપો, વિશ્રાંતી માર્ગ સ્થાપો;
આનંદ રસ રેલાવો, ગોપાલ ગુણ ગાવું રે.
અમૃત પાન કરાવો, ભીડ આ ભવની ટાળો;
જય જયના નાદ સુણાવો, ગોપાલ ગુણ ગાવું રે.

---

## કીર્ણ-૬૩ પ્રભુનો સ્નેહ

(રાગ–સોરઠી ગઝલ–તાલ પારતો)

પ્રભુના સ્નેહ સહવાસથી, અમીરસો વહે દિલમાં;
સ્નેહીના પંથે ચરવાથી, અમીરસો વહે દિલમાં.
નીતિના ધર્મ પાળીને, વિજય ડંકો બજાવીશું;
એમાં યાહોમ કરવાથી, અમીરસો વહે દિલમાં.
અમે તો સ્નેહમાં શૂરા, અમૂલ દેહ સ્નેહે ગાળીશું;
બની મસ્તાને ફરવાથી, અમીરસો વહે દિલમાં.
મળ્યો અવસર આ ઉત્તમ, હોંસે હોંસે બસ મ્હાલીશું;
રંગ રાગો જમાવાથી, અમીરસો વહે દિલમાં.

---

## કીર્તન-૬૪ આરતી

જયદેવ જયદેવ, જય જય શ્રી રમણા........પ્રભુ૦
દિવ્ય મંગલમયકારી, મૂર્તિ હે કરૂણા....જંયદેવ૦ ૧

શું ! ત્રિભુવન મંડલેશ્વર, શુદ્ધ સ્વરૂપ રાજે........પ્રભુ૦
જ્યોત અમર જગવાળે, દિવ્ય સમી છાજે...જયદેવ૦ ૨

ગુણ ગુણના ભંડાર, દીસે જગવાળે........પ્રભુ૦
જ્યોતિ ધર્મ ધુરંધર, અગણિત અજવાળે....જયદેવ૦ ૩

અજર અમર પદ સ્વામી, નામ શ્રી અશરણ શરણ....પ્રભુ૦
અધમ ઉદ્ધારણ સાગર, છો ભવ ભવતારણ....જયદેવ૦ ૪

હસ્તી વંદન અખીલેશ્વર, સુખ અર્પો દાતા........પ્રભુ૦
વિઠ્ઠલ શ્રી મોરારી, પ્રેરો શિતળ શાતા....જયદેવ૦ ૫

ધુન

શ્રીમન્ હરિરાય હરિરાય હરિરાય,
પાવન કરો હે દીન દયાળ.
હરિ ૐ



હરિ ૐ

# સુવિચાર–સામગ્રી



લેખક:–ચીમનલાલ સોમાભાઈ પંડયા.

૧ પ્રભુમાં મનની એકાગ્રતા થાય, ત્યારેજ સાચો પ્રેમ કહેવાય. પ્રભુમાં રાત દિવસ હૃદય તલસે, ત્યારેજ સાચો પ્રેમ કહેવાય. પ્રભુ મેળવવા અશ્રુપાત કરીએ, ત્યારેજ સાચો પ્રેમ કહેવાય. જ્યાં સાચો પ્રેમ છે, ત્યાંજ પ્રભુનો વાસ છે.

૨ પોતાનું ભલું હરકોઇ કરી શકે છે; પરંતુ અન્યનું ભલું કરે, ત્યારેજ તેની મોટાઇ કહેવાય.

૩ ભકિત ભાથું બંધાય તેટલું બાંધી લે; કારણ કે તારે હજુ બહુ ચાલવાનું છે, માટે અધવચ ભાથું ખૂટશે તો કોઈ નહિ આપે, ને **હાથનાં કર્યાં હૈયે વાગ્યાં** તે કહેવત મુજબ ટળવળવું પડશે–પસ્તાવું પડશે; માટે સમજ.

૪ શેઠની સારી સેવા નોકર કરે તો તેને સમય આવે વહેલું કે મોડું ફળ મળે છે, તો પછી જે દીન દયાળ કહેવાય છે–જે ત્રિલોકનો નાથ શ્રી હરિ છે; તેની અનન્ય ભાવે ભકિત કરીશ, એટલે કે તારા હૃદયને તેની

સાથે એકતાર બનાવીશ, તો કેમ ફળ નહિ મળે! જરૂર મળશે, જરૂર મળશેજ, શ્રદ્ધા રાખવી જોઇએ.

૫ હે ભાઈ! સત્તા, વિદ્યા, લક્ષ્મી, અથવા તન, મનથી જેટલી ભલાઇ થાય તેટલી કરી લે, સદ્ઉપયોગ કરી લે, પ્રભુએ તે અધિકાર સદ્ઉપયોગ કરવા માટે આપ્યો છે તો વિલંબ ના કર, આજ કરીશ, કાલ કરીશ, ચાર દિવસ પછી કરીશ, એમ કરતાં કરતાં વાત વિસરી જઇશ ને આ કાયા પાણીની માફક વહી જશે, તો મનનું ધાર્યું મનમાં રહી જશે. માટે જરા ચેત, પ્રભુને ત્યાં જઇશ તે વખતે શું હિસાબ આપીશ? ત્યાં તો રજેરજનો હિસાબ લેવાય છે

૬ પ્રભુમાં જેવી ભાવના તેવા વિચાર, જેવા વિચાર તેવાં કામ, જેવાં કામ તેવાં ફળ, જેવાં ફળ તેવું સ્થાન પ્રાપ્ત થાય છે.

૭ જેમ તું રહેવાના મહેલો અને માળીયાં રંગબેરંગથી સુશોભિત કરે છે, તેમ તું આ કાયા રૂપી અમૂલ્ય મહેલને સત્ય, દયા, તપ, શૌચ, દાન, જપ, ભલાઇ તથા સંયમ વિગેરે વિવિધ રંગોથી સુશોભિત બનાવ.

૮ કોઈ દુખી પ્રાણીનું દુઃખ જોઈ જેનું હૃદય દયાથી ઉભરાય છે, જેનું દિલ તેને જોતાંજ કંપી ઉઠે છે, જેનાં નયનો તેને જોતાંજ આંસુથી છલકાય છે, અને

જે બનતી મદદ આપી દુઃખનો સાથીદાર થાય છે, એજ ખરો દોલતવાન છે.

૯ તન એ તંબુરો છે અને મન એ મંજીરા છે. તે બેને એક કરી, તાલમાં રહી, શ્રી પ્રભુના ગુણગાન કર, પછી જોઇ લે કેવો દૈવી આનંદ થાય છે!

૧૦ ધર્મભાવના ખીલે તેવાં પુસ્તક વાંચવાં ને વિચારવાં.

૧૧ જેણે સર્વ ઇન્દ્રિયો પર કાબુ મેળવ્યો છે, તેને ભક્તિનો માર્ગ સહેલો છે.

૧૨ હે ભાઈ! માયારૂપી નિદ્રામાં શું પોઢી રહ્યો છે? જાગ! જાગ! જરા જાગ, બહુ વખત થયો છે, તારૂં કામ સંભાળ, તારે માથે કાળ ભમી રહ્યો છે; કયારે આવશે તે નક્કી નથી, માટે પ્રભુ ભક્તિ કર, જેટલું તેનું નામ સ્મરણ કરીશ, તેટલી ઘડી અમૂલ રત્નની જાણ.

૧૩ શુભ કાર્ય કરવાનું મન થાય તો કાલની આશા ન કર, કાલ કરતો હોય તો આજ કર, આજ કરતો હોય તો એક કલાકમાં કર, એક કલાકમાં કરતો હોય તો એક ઘડીમાં કર, કારણ કે મન અતિ ચંચલ છે.

૧૪ પ્રભુને આપણે વિસારીશું, તો પ્રભુ આપણને વિસારશે.

૧૫ જીવનરૂપી ચોપડામાં પુણ્ય પાપના જમા ઉધાર સર પડયા છે, તેમાં દરરોજ સરવૈયું કાઢીને નફો થયો કે નુકશાન થયું, તે બાબતનો વિચાર કરી, જમાનું પાસું પુણ્યથી ભરચક રાખ.

૧૬ પ્રભુ તો નાનામાં નાની વસ્તુમાં અને મોટામાં મોટી વસ્તુમાં સમાએલો છે. એક ભક્તે કહ્યું છે કે, '**તરણાંની ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ.**' પ્રભુ તો એક તરણાની પાછળ છુપાએલો છે, માટે હે મનુષ્ય! તું પ્રભુમાં તનમય બની તારી નિષ્કામ ભકિત વડે એ તરણાને ખસેડ અને વિરાટ મૂર્તિનો સાક્ષાત્કાર કર, પ્રભુ અહીંજ છે. પરમેશ્વરને પ્રાપ્ત કરવા એ સહેલી વાત નથી. અનન્ય ભકિત કર તો પ્રભુ તારે દ્વારે ઉભેલા છે, એતો માથા સાટે માલ છે.

૧૭ જેમ કોઈ શાહુકારને ત્યાં રૂપીઆ મુકીએ, તો મુદ્દત થયે આપેલી રકમ વ્યાજ સાથે પાછી મળે છે, તેમ શુભ કાર્યમાં જેટલી રકમ ખર્ચીએ, તો પ્રભુ વ્યાજ સાથે તે રકમ પાછી આપે છે.

૧૮ હે ભાઇ! સમય ગયો ગયો શું કહે છે? સમય તૈયાર છે, સમય બળવાન છે, સમય હજુ ગયો નથી, હજી તો આ **પાશેરાની પહેલી પુણી** છે, માટે જાગ્યા ત્યાંથી સવાર ગણી, ભકિતભાથું ભર, શ્રી હરિનું અમૃતપાન પી. પછી જોઈ લે કેવો અલૌકિક આનંદ થાય છે!



૧૨ રા. રા. ચીમનલાલ જમનાદાસ દેસાઇ નડીઆદ
૧૩ રા. રા. નવનિતરાય ચીમનલાલ જયસ્વાલ ,,
૧૪ રા. રા. દુર્ગાશંકર ચુનિલાલ જોષી ,,

## રૂ. ૧) આપનાર

૧ એક સદ્‌ગૃહસ્થ તરફથી
૨ રા. રા. રણછોડદાસ ઝવેરદાસ પરીખ ,,
૩ રા. રા. મોહનલાલ ગોરધનદાસ પરીખ ,,
૪ રા. રા. રમણલાલ પરસોતમદાસ ચોકસી ,,
૫ રા. રા. મોહનલાલ ગોકળદાસ શાહ ,,



## :: શુદ્ધિપત્ર ::

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૩ | પેસેંજરો | પેસેંજર |
| ૧૩ | ૧ | ભાઇ | હે ભાઇ |
| ૧૪ | ૧૭ | હલાવે | હગાવે |
| ૧૫ | ૮ | સહેલી | સહેલા |
| ૨૮ | ૨ | શંભુભોળા રે | શભુ |
| ૨૮ | ૫ | સ્થાપ્યા | સ્થાપ્યો |
| ૩૭ | ૧૫ | અજીન | અજીજ |
| ૪૦ | ૮ | ભળ | ભાગ |
| ૪૬ | ૩ | ત્રિલોકી | ત્રણલોક |
| ૪૭ | ૯ | સારા | સારી |

